# अर्पण पत्र.

પ્રિય મિત્ર

## નથુરામ પીતાંબરદાસ રાવળ.

### મુ૦ રાજકોટ.

આપણી મિત્રાઈનું સુચિન્હ રેહવા માટે આ લઘુ પુસ્તક આપને પ્રેમ-ભકિત પૂર્વક અર્પણ કરીએ છીએ તે સ્વિકારશો.

| | |
|---|---|
| લીંબડી. | અમે છીએ આપના નમ્ર |
| તા૦ ૨૩ અગષ્ટ | પુરષોત્તમ કહાનજી |
| સને ૧૮૭૬. | પુરષોત્તમ લલુભાઈ |

# आश्रय पत्र.

આ ચોપડી છપાઈ બહાર પડ્યા અગાઉ નીચે લખેલા શખ્સોએ મદદ આપવા માટે નકલો ખરીદ કરી તેથી અમે ઉપકાર માનીએ છીએ.

| પ્રતો | ખરીદ કરનારનાં નામ. | રહેવાસી. |
|---|---|---|
| ૧૦૦ | મેહેરબાન નથુરામ પીતાંબરદાસ. | મોજીદડ. |
| ૪૦ | ,, ઠાકરશી નાનજી ગાંધી | ચુડા. |
| ૨૫ | ,, તલકશી ધારશી ભંધાર | સિયાણી. |
| ૨૦ | ,, જદ્‌ચંદ વનમાળી શાહ | લીંબડી. |
| ૨૦ | ,, ગણેશજી ત્રીભોવન આચાર્ય | સદર. |
| ૫ | ,, હીમચંદ લાધાભાઈ ભાલોટા | સદર. |
| | ,, ગુલાબચંદ કરસનજી પારેખ | રંગપુર. |
| | ,, ધનેશ્વર પીતાંબર ઠાકર | લીંબડી. |
| | ,, હરજીવન મોતીચંદ દફતરી | સદર. |
| | ખીમચંદ ઉકાભાઈ શાહ | સદર. |
| | ભવાન ચંદ્રભાણ શેઠ | સદર. |
| | માણેકચંદ ખોડીદાસ શેઠ | વઢવાણસિટિ. |
| | ગોકળ ઠાકરશી શાહ | વઢવાણસ્ટેશન. |
| | મર ફુલચંદ શાહ | ધ્રાંગધ્રા. |
| | શી કાળીદાશ ખંધાર | વઢવાણસિટિ. |

# मुंबइइलाकानी भूगोळना.

## प्रश्नोत्तर.

સવાલ—મુંબઈ ઈલાકાની સીમા બોલો?

જવાબ—ઉત્તરે બલુચીસ્તાન, તથા ભાવલપુરસંસ્થાન, પૂર્વે રજપુતસ્તાન, માળવા, મધ્ય પ્રાંતો, હેદ્રાબાદનુંરાજ, અને મદ્રાસઇલાકો, દક્ષિણે મહીસુરપ્રાંત, અને પશ્ચિમે બલુચીસ્તાન, ને અરબી સમુદ્રછે.

સ૦—મુંબઈ ઇલાકાના ભાગ કયાછે?

જ૦—સિંધ, કચ્છ, ગુજરાત, મહારાષ્ટ્ર, અને કોંકણ. એ પાંચે પ્રાંત કહેવાયછે.

સ૦—કચ્છ બાદ કરતાં એ પ્રાંતના જીલ્લા, એજન્સિઓ બોલો?

જ૦—સિંધમાં જીલ્લા-શિકારપુર, હેદ્રાબાદ, અને કરાંચી. એનાં મુખ્યશેહેર એજછે.

ગુજરાતમાં જીલ્લા-અમદાવાદ, ખેડા, ભરૂચ, સુરત, પંચમાહાલ. એજન્સિઓ-કાઠિઆવાડ, પાલણપુર, મહીકાંઠા, રેવાકાંઠા, સુરત એમાંના પંચ-

માહાલનું મુખ્યશેહેર-ગોધરા, કાઠિઆવાડનું રાજ-કોટ, મહીકાંઠાનું ઇડર, રેવાકાંઠાનું નાંદોદ, અને સુરત એજન્સિનું ધરમપુર, બાકીનાનાં મુખ્યશેહેર તેજ નામનાંછે.

મહારાષ્ટ્રના જીલ્લા-ખાનદેશ, નાશીક, અહમદ-નગર, પુના, સતારા, સોલાપુર, બેલગામ, કલાદગી, ધારવાડ, કાનડા. એમાંના ખાનદેશનું ધૂળીઆ, અને કાનડાનું હોનાવરછે. બાકીનાનાં મુખ્યશેહેર તેજછે.

કોકણાના જીલ્લા-થાણા, કોલાબા, મુંબાઇ બેટ, ર-ત્નાગીરી. એનાં મુખ્ય શેહેર તેજછે.

સ૦—મુંબઈ ઇલાકામાં દેશીરાજ્યો કયાં કયાં આવેલાંછે?

જ૦—સિંધમાં-ખૈરપુર, કચ્છમાં-કચ્છ. ગુજરાતમાં-વડો-દરા, ખંભાત, ભાવનગર, જુનાગઢ, જામનગર, ઇ-ડર, પાલણપુર, નાંદોદ. તે શીવાય નાનાં નાનાં બીજાં ઘણાંછે.

મહારાષ્ટ્રમાં-કોલાપુર, અકલકોટ, પેંઠ.

કોકણમાં-જવારા, જંજીરા, સાંવતવાડી.

સ૦—મુંબાઈ ઇલાકામાં મોઠી નદીઓ કઈ કઈ છે?

જ૦—સિંધુ, ભાદર, બનાસ, સરસ્વતી, સાબરમતી, મહી, વિશ્વામિત્રિ, ઢાઢર, નર્મદા, તાપી, ગોદાવરી, ભીમા, કૃષ્ણા.

સ૦—મું૦ ઈ૦ માં પર્વતો કયા કયા આવેલાછે ?

જ૦—પબુ, ગીરનાર, શેત્રુંજો, આરાસુર, પાવાગઢ, સાતપુડો, સહ્યાદ્રી, આબુ.

સ૦—આ ઇલાકામાં વેપારની સગવડનાં બંદર કયાં ?

જ૦—કરાંચી, માંડવી, દ્વારકાં, પોરબંદર, માંગરોળ, વેરાવળ, ભાવનગર, ઘોલેરા, ભરૂચ, સુરત, વસઇ, મુંબઇ, રાજાપુર, વિજયદુર્ગ, ગોવા, કારવાડ, હોનાવર, વિગેરેછે. એઓમાં કરાંચી, મુંબઇ, કારવાડ સૌથી સરસછે.

સ૦—મું૦ ઇ૦ ના બેટ બોલો ?

જ૦—બેટ-દીવ, ગોપનાથ, પીરમ, શિયાળ, મુંબઇ,વસઈ, ધારાપુરી, કરંજે.

સ૦—મું૦ ઇ૦ ના જાત્રાનાં ઠેકાણાં બોલો ?

જ૦--હિંગળાદ, દ્વારકાં, બેટ, ગીરનાર, પ્રભાસ, શેત્રુંજો, ડાકોર, બેચરાજી, અંબાજી, શામળાજી, સિદ્ધપુર, વડતાળ, શુક્લતીર્થ, ચાણોદ, કન્યાળી, નાશીકત્રંબક,

પંઢરપુર, તે સિવાય ઉદવાડા એ પારસીની જા-
ત્રાનું ઠેકાણુંછે.

સ૦—મું૦ ઇ૦માં ની પવિત્ર નદીઓ બોલો ?

જ૦—સાબરમતી, નર્મદા, તાપી, ગોદાવરી.

સ૦—મું૦ ઇ૦માં હવાખાવા લાયક જગ્યાઓ કઇ કઇછે.

જ૦—બાલાચડી, ગોપનાથ, ટુંગાર, પુરંધર, ખંડાળા,
મહાબળેશ્વર, મોથરાન, નીલગોરી.

સ૦—મું૦ ઇ૦ ફિરંગીના તથા હબશીના સંસ્થાન કયાં
કયાં છે?

જ૦—ફિરંગીના—દીવ, દમણ, ગોવા.
હબશીના—જાફરાબાદ, જંજીરા એ ખંડણી આ-
પતા નથી.

સ૦—મું૦ ઇ૦ ના દ્વીપકલ્પ, ભૂશીર, અખાત બોલો ?

જ૦—દ્વીપકલ્પ-કાઠિઆવાડ ભૂશિર-જગતપોઇંટ, દીવ,
રામસ. અખાત-કચ્છનું, ખંભાતનું.

સ૦—નદીઓ ઉપરના શેહેરો બોલો ?

જ૦—સિંધુ-(હિમાળયમાંથી નીકળેછે.) એનાપર સકર,
બક્કર, હેદ્રાબાદ, ઠઠ્ઠા ને કરાંચીછે.
ભાદર (મદાવું ડુંગરમાંથી) જસદણ, કુતીઆણું,

જેતપુર, નવીબંદર, બનાસ (શીરોઈના ડુંગરમાંથી) ડીસા, રાંધણપુર.

| | | |
|---|---|---|
| સરસ્વતી | (શીરોઈના ડુંગરમાંથી) | સિદ્ધપુર. |
| સાબરમતી | (મહીકાંઠાના પહાડમાંથી) | સાદરા, અમદાવાદ. |
| મહી | (માળવાના ડુંગરમાંથી) | લુણાવાડા, ખંભાત |
| વિશ્વામિત્રી | (રેવાકાંઠાના ડુંગરમાંથી) | વડોદરા. |
| ઢાઢર | ( સદર ) | ટંકારીઆ. |
| નર્મદા | (સાતપુડામાંથી) | ચાણોદ, કન્યાળી, ભરૂચ. |
| તાપી | (સાતપુડામાંથી) | બુરાનપુર, બોધામ, રાદેર, સુરત. |
| ગોદાવરી | (સહ્યાદ્રીમાંથી) | નાશીક. |
| ભીમા | (સદર) | પંઢરપુર. |
| કૃષ્ણા | (સદર) | જમખંડી, કમળાપુર, સતારા. |
| પાંજરા | (સદર) | ધૂળીઆ. |
| મૂળામૂઠા | (સદર) | પૂના. |
| સીના | (સદર) | અહમદનગર. |
| શત્રુંજી | (ગીરપર્વતમાંથી) | ધારી, પાલીતાણા, તળાજા. |

સ૦—કચ્છના અખાતને, રણને, અર્બીસમુદ્રને, ખં-

ભાતના અખાતને અને બંગાળાના ઉપસાગરને મ-
ળનારી નદીઓ બોલો?

જ૦—કચ્છના અખાતને—આજી. રણને—મચ્છુ, ફલ્કુ,
બાંભણ, બનાસ, સરસ્વતી. અર્બીસમુદ્રને—સિંધુ,
ભાદર, તાપી. ખંભાતના અખાતને—સાબરમતી,
મહી, ઢાઢર, કીમ, નર્મદા, શેત્રુંજી, સુખભાદર.
બંગાળાના ઉપસાગરને—ગોદાવરી, કૃષ્ણા.

સ૦—નદીઓનો સંગમ કહો?

જ૦—કાવેરીને—અંબીકા, ખરેરા. સાબરમતીને—વાત્રક,
ભોગાવો, હાથમતી, ખારી, વાત્રકને મેશ્વો, શેઢી,
માજુમ, શેઢીને—મોહોર, લુણી. નર્મદાને—ઉમરાવતી.
તાપીને—પુર્ણા. ભીમાને—સીના, નીરા, મુળામુઠા.
કૃષ્ણાને—ભીમા, પંચગંગા, તુંગભદ્રા.

સ૦—વખણાયેલી વસ્તુવાળાં શેહેર બોલો?

જ૦—હેદ્રાબાદ—સોનેરી ભરત. ભુજ—સોનારૂપાનો ઘાટ,
તથા ભરત, કચ્છ, કાઠીઆવાડ—ઘોડા, નવાનગર—કંકુ,
બાંધણી, બંદુક. પ્રાંત કાઠિઆવાડ—કાંબી. ચોર-
વાડ, પુના—નાગરવેલના પાન. ઝાલાવાડ—ઝુમણાં.
બાલ—ઘઊં. માંગરોળ—સોપારી, ધોલેરા ધારવાડ—રૂ.

શીહોર, પુના, નાશીક-ત્રાંબાપીતળના વાસણ. અમદાવાદ-રેશમી કાપડ. પાટડી-વડાગરૂં મોઠું. પાટણ-પટોળાં, સુડી, માટીના વાસણ. વીજાપુર-અફીણ. કડી પ્રગણાના-બળદ. પેથાપુર-બાંધણી, સાડી, બંદુક. કપડવંજ-કાચ, સાબુ. આમોદ-દેશી ચપ્પુ, સુરત-બરફી. ખંભાત-સુત્રફેણી, અકીકના પથરા. આત્રસુંબા-લોઢાની છરી. પેડ-પાઘડી. રેવા-કાંઠા—કાટ. થાણા-અબોટીઆ. બંડાના-પત્થર. બુરાનપુર-શેલાં.

સ૦—બેવડાં નામ બોલો?

જ૦—દેવળગામ-નગરઠઠ્ઠા. કાઠિઆવાડ-સૌરાષ્ટ્ર. નવા-નગર—જામનગર. સોમનાથ-પ્રભાસપાટણ. શેત્રું-જો-સિદ્ધાચળ. અમદાવાદ-રાજનગર. સિદ્ધપુર પાટણ-અણહિલવાડ પાટણ. વડોદરા-બરોડા. નર્મદા-રેવા. સહ્યાદ્રી-પશ્ચિમઘાટ. ધરમપુર-રામનગર. સદાશીવગઢ-કારવાડ. સિંધુ-અટક અથવા ઈંડસ પોરબંદર-સુદામાપુરી.

સ૦—રાજાઓની અટક બોલો?

જ૦—કચ્છ-રાવ. નવાનગર-જામ, જુનાગઢ, રાંધણપુર,

ખંભાત. સચીણ–નવાબ. પોરબંદર–રાણો. પાલણપુર—દીવાન. ભાવનગર, ઇડર, કોલાપુર–મહારાજ. વડોદરા–ગાયકવાડ.

સ૦—મું૦ઇ૦ વસ્તી, લંબાઈ અને પોહોળાઇ કહો?

જ૦—વસ્તી, ૨,૫૬,૦૦૦૦૦ ની છે તેમાં આશરે ત્રીજોભાગ દેશી રાજની વસ્તી છે. ઉત્તર, દક્ષિણ લંબાઇ ૯૮૦ મૈલ. પૂર્વ પશ્ચિમ પોહોળાઇ ૬૭૦ મૈલ છે.

સ૦—મું૦ઇ૦ ની પેદાશ બોલો?

જ૦—ઘઊં, બાજરો, જુવાર, કઠોળ, કપાસ, શેરડી, તમાકુ, અફીણ. ગળી, ગુંદ, વગેરે છે.

સ૦—મું૦ઇ૦ માં સૌથી મોટી નદી, શેહેર, બંદર, બેટ, પર્વત, દેશી રાજ્ય, જીલ્લો, હોય તે બોલો.

જ૦—નદી–સિંધુ. શેહેર, બંદર, બેટ–મુંબઈ. પર્વત-સહ્યાંદ્રી. દેશી રાજ્ય–વડોદરા. જીલ્લો–ખાનદેશ.

સ૦—મું૦ઇ૦માં નિશાળો કેટલીછે તથા નિશાળીઆ કેટલા ભણેછે.

જ૦—નિશાળો—૪૦૬૦ છે. નિશાળીઆની સંખ્યા ૨૦૮૯૬૪ છે.

# १. સિંધપ્રાંત.

સવાલ—એનું નામ સિંધ કેમ પડ્યું?

જવાબ—એમાં સિંધુ નદ† આવેલોછે તેથી.

સ૦—એના રહેવાશી તથા ભાષા કહો?

જ૦—ત્યાંના રહેવાશી તથા ભાષા સિંધી કહેવાયછે.

સ૦—એની નદીઓ તથા પર્વત બોલો?

જ૦—સિંધુનદ એમાં નહેરો ખોદી બીજે ઘણે ઠેકાણે પાણી લઈ જાયછે કારણકે એમાં વરસાદ બહુ થોડો વરસેછે. પર્વત-૫બ.

સ૦—સિંધ પ્રાંતની હદ બોલો?

જ૦—ઉત્તરે બલુચીસ્તાન ને પંજાબ, પૂર્વે જેસલમીરનું રણ અને રજપૂતસ્થાનનાં દેશી રાજ્યોછે, દક્ષિણે રણ ને અર્બી સમુદ્રછે, પશ્ચિમે હાલા સુલેમાનના પહાડ ને બલુચીસ્તાન છે.

સ૦—સિંધ પ્રાંતના મોટાં શેહેર બોલો?

જ૦—હેદ્રાબાદ એ સિંધની રાજધાની ખૈરપુર એ ખૈરપુર સંસ્થાનની રાજધાની તે સિવાય શીકારપુર, કરાંચી,

---

† નદી ઘણી મોટી હોય ત્યારે તેને નદ કહેછે. આખા મુંબઈ ઇલાકામાં આ એકજ નદછે.

જેકુબાબાદ, સક્કર, બક્કર, હાલા, બારખાના, કોત્રી, ઉમરકોટ, શાબંદર, નગરપારકરઠઠા.

## ૨. કચ્છપ્રાંત.

સવાલ—એની સીમા બોલો?

જવાબ—ઉત્તરે ને પૂર્વે રણ, દક્ષિણે કચ્છનું અખાત, પશ્ચિમે અર્બી સમુદ્ર.

સ૦—એની નદીઓ તથા પર્વત બોલો?

જ૦—એમાં જાણવા લાયક નદી નથી; પણ કેટલાક વે-રૂળાછે તેનું પાણી ઉનાળામાં સૂકાઈ જાયછે. પર્વત લાખી.

સ૦—કચ્છની રાજધાની તથા શેહેરો બોલો?

જ૦—ભુજ એ રાજધાની તે સિવાય માંડવી, અંજાર, મુદ્રા, લકુપત, જખૌ, તુણા, §કચ્છોગઢ, બેલા.

## ૩. ગૂજરાત પ્રાંત.

સવાલ—એની સીમા બોલો?

જવાબ—ઉત્તરે કચ્છનું રણ ને શીરોઇ પૂર્વે માળવા ખા-

---

§ એ રાવના તાબાનું ગામ ઓખામંડળમાં છે.

નદેશ, સાતપુડો પર્વત દક્ષિણે થાણા જીલ્લો તથા અર્બી સમુદ્ર પશ્ચિમે કચ્છનું અખાત ને અર્બી-સમુદ્ર છે.

સ૦—એની અસલની તથા હાલની રાજધાની બોલો ?

જ૦—અસલની રાજધાની દ્વારકાં, વલ્લભીપુર, પંચાસર, પાટણ. ને હાલની રાજધાની અમદાવાદ છે.

સ૦—એના રહેવાશી, ભાષા તથા વસ્તી બોલો?

જ૦—રેહેવાશી તથા ભાષા ગુજરાતી છે. વસ્તી. ૯૫૦૦૦૦૦ છે.

# ૧. કાઠિઆવાડ એજન્સિ.

સવાલ—એની સિમા કહો ?

જ૦—ઉત્તરે અખાત તથા રણ કચ્છનું, પૂર્વે અમદાવાદ જીલ્લો તથા ખંભાતનું અખાત, દક્ષિણે તથા પશ્ચિ-મે અર્બી સમુદ્ર છે.

સ૦—કાઠિઆવાડ ઇલાકાના પ્રાંત તથા દરેકનું મોટું શેહેર કહો?

જ૦—૧ ઝાલાવાડ-ધ્રંગધ્રા. ૨ ગોહીલવાડ-ભાવનગર. ૩ ઉંડસરવૈઆ-ડાઠા. ૪ બાબરીઆવાડ-જાફરાબાદ. ૫ કાઠિઆવાડ-જસદણ. ૬સોરઠ-જુનાગઢ. ૭ બ-

ડો-પોરબંદર. ૮ હાલાર-નવાનગર. ૯ મચ્છુકાંઠો-મોરબી ૧૦ ઓખામંડળ-દ્વારકાં.

સ૦—એમાં આવેલા ડુંગરો કયા કયા છે.

જ૦—૧ ચોટીલાનો ડુંગર.૨વાલાકગાર. ૩ શેત્રુંજો. ૪ગીર. ૫ ગીરનાર. ૬ બર્ડો. તેમાં ગીરનાર એ સર્વથી ઉંચો છે.

સ૦—એમાં નદીઓ કઈ કઈ આવેલીછે?

જ૦—ભાદર, મચ્છુ, શેત્રુંજી, આજી એ મોટી નદીઓ છે તે સિવાય ફલકુ, બાંભણુ, ધાતરવડી, માલણુ, સુકભાદર, ઓઝત વગેરેછે.

સ૦—એમાંના બંદર કહી જાઓ?

જ૦—ધોલેરા, ભાવનગર, ઘોઘા, તળાજા, મહુવા, જાફરાબાદ, નવુંબંદર દીવ, વેરાવળ, માંગરોળ, નવાબંદર. પોરબંદર, દ્વારકાં, સરાયા, જોડીઆ, વવાણીઆ.

સ૦—બેટ તથા હવા ખાવાની જગાઓ બોલો?

જ૦—બેટ-બેર, દીવ, પીરમ. હવા ખાવાની જગા-બાલાચડી, ગોપનાથ.

સ૦—તિર્થસ્તાન બોલો?

જ૦—૧ દ્વારકાં-રણછોડજીનું ધામ ત્યાં વૈશ્નવલોક જાત્રા કરવા જાયછે. એ ગાયકવાડના કબજામાં છે. ૨ ગીરનાર. ૩ શેત્રુંજો એ બંનેના ઉપર શ્રાવકના તથા વૈષ્ણવના દેરાં છે. ૪ પ્રભાસ. ૫ પ્રાચીતિર્થ ત્યાં શ્રીકૃષ્ણે દેહ છોડયો. ૬ ગઢડા. ૭ મુળી સ્વામીનારાયણનું ધામ છે.

સ૦—એમાં ફિરંગી, હબશી, ના શેહેર તથા ગાયકવાડનો પંચમાહાલ બોલો!

જ૦—ફિરંગી-દીવ. હબસી-જાફરાબાદ. અને અમરેલી, ધારી, દામનગર, કોડીનાર, શીઆનગર એ ગાયકવાડનો પંચમાહાલ છે. તેમજ ઓખામંડળ પ્રાંત પણ ગાયકવાડને તાબે છે.

સ૦—એના રાજ્યકીય ભાગ તથા તેનાં સ્ટેશન બોલો?

જ૦—ઉત્તરમાં વઢવાણ દક્ષિણમાં માણેકવાડા પુર્વમાં સોનગઢ પશ્ચિમમાં રાજકોટ.

સ૦—એમાંના ચારે વર્ગના તાલુકા તથા તેના ગામ બોલો!

જ૦—વર્ગ ૧લો જુનાગઢ ૮૯૦ જામનગર ૬૩૩ ભાવનગર ૫૪૨ ધ્રાંગધ્રા ૧૨૫ એ ચાર રાજ્યોને કુલ અખત્યાર છે.

(વર્ગ ૨જો પાલીતાણા ૧૦૦ લીંબડી ૭૨ રાજકોટ ૬૦ ગોંડળ ૧૮૦ વાંકાનેર ૭૬ વઢવાણ ૩૧ મોરબી ૧૨૫ ધ્રોળ ૬૧ જાફરાબાદ ૧૨ એઓને દીવાની કામમાં કુલ અખત્યાર છે તથા ફોજદારી કામમાં મરણની શિક્ષા પોલીટિકલ એજંટ સાહેબની મંજુરીથી કરી શકે.

(વર્ગ ૩જો વળા ૪૦ બાટવા ૫૨ સાયલા ૩૮ જસદણ ૬૧ પોરબંદર‡૧૦૩ ચુડા ૧૩ લખતર ૪૨ એઓને દીવાની કામમાં વીશ હજાર સુધી દાવા ચુકવવાનો તથા ફોજદારી કામમાં ૭ વર્ષ કેદ તથા દશ હજાર દંડ કરે.

(વર્ગ ૪થો મુળી ૧૯ લાઠી ૮ વીરપુર ૧૨ બજાણા ૨૬ માળીઆ ૧૦ એ દીવાનીમાં ૧૦૦૦૦ સુધીના દાવા ચુકવે ફોજદારીમાં ૩ વર્ષ કેદ તથા ૫૦૦૦ સુધી ડંડ કરે.

સ૦—વખણાએલી વસ્તુવાળાં શેહેર બોલો?

જ૦—લીંબડી-સુડી. ધ્રાંગધ્રાનાને બડાના-પથ્થર. થાન-

---

‡ એ અગાઉ પેહેલા વર્ગમાં હતું; પરંતુ કંઈ કારણથી હાલ ત્રીજા વર્ગમાં નાખ્યું છે.

માટીના વાસણ. ભાલ-ઘઉં. સાયલા-ચુડી,સાવરના ટોનીઆ.શીહોર, મોરબી—તાંબા પીતળના વાસણ. માળીઆ-કેરી. નવાનગર-કંકુ, બાંધણી, બંદુક. ગોંડળ-ગોળ.

સ૦—પ્રાંતવાર મોટાં ગામ બોલી જાઓ.

૧ઝા૦—ધ્રાંગધ્રા (ફલકુનદી ઉપર) લીંબડી (ભોગાવા-નદીપર) વઢવાણ (ભોગાવાપર) લખતર, થાન, સાયલા, ચુડા, બજાણા-હળવદ, સીથા, સિયાણી, મૂળી (ભોગાવા ઉપર) વાંકાનેર.

૨ગો૦—ભાવનગર, પાલીતાણા (શેત્રુંજીપર) વળા,તળાજા (શેત્રુંજી) લાઠી, શીહોર, કુંડલા, મહુવા (માલણ) ગઢડા, બોટાદ, લીમડા, દામનગર, ગારીઆધાર.

૩ઉ૦—ડાઠા (બગડ) ગણધોળ, ચોક.

૪બા૦—જાફરાબાદ. ડેડાણ,રાજુલા (ધાતરવડી).

૫ કા૦—જેતપુર, બગસરા, જસદણ, ચીતળ, બીલખા, ચોટીલું, સુદામડું, પાળીઆદ, તે સિવાય ગાયકવાડના તાબાનાં, અમરેલી ધારી (શેત્રુંજીપર.)

૬સો૦—જુનાગઢ, બાટવા, અમરાપુર, કોડીનાર, વેરાવળ, પાટણ, માંગરોળ, ઉના, દીવ, દેલવાડા, ચોરવાડ,

વંથળી, માળીઆ, કુતીઆણું.

૭જ૦—પોરબંદર, નવીબંદર (બાદર) માધવપુર, મિઆણી.

૮હા૦—નવાનગર, ગોંડળ, (ગોંડલી) રાજકોટ (આજી) ધ્રોળ-ધ્રાફા-જોડીઆ (ઉંડ) આમરણ, પંભાળીઆ, કાલાવાડ, કંડોરણું, બાલાચડી, ધોરાજી, ઉપલેટા, સરપદડ, સરધાર, વિરપુર, બાંળબા, ( આજી ) લાલપોર ( રામાવતી. )

૯મ૦—મોરબી (મચ્છુ) માળીઆ (મચ્છુ) વવાણીઆ-ટંકારૂ.

૧૦ઓ—દ્વારકાં, આરંભડુ, ધોણાકી, મઢી, રૂપેણ, પોશીતરૂં.

સ૦—એનું મુખ્ય શેહેર તથા લંબાઈ, પોહોળાઈ બોલો.

જ૦—મુખ્યશેહેર રાજકોટ એમાં પોલીટિકલ એજંટ સાહેબ રહે છે પુર્વ પ્રશ્ચિમ લંબાઈ ૨૦૦ મૈલ ને ઉત્તર દક્ષિણ પોહોળાઈ ૧૭૫ મૈલ છે.

## ૨. પાલણપુર એજન્સિ.

સ૦—એમાંના સંસ્થાન કહો ?

જ૦—પાલણપુર, રાંધણપુર, થરાદ, મોરવાડા, દેવદર, સાંતલપુર, બાબર, કાંકરેજ વિગેરે ૧૧ છે.

સ૦—નદીઓ બોલો ?

જ૦—બનાસ, સરસ્વતી, નીમરાખી.

સ૦—એમાં પર્વત કયા કયા આવેલા છે?

જ૦—શિરોઈના પહાડ, અંબાજી, આરાસુર.

સ૦—એનાં મોટાં શહેર બોલો?

જ૦—પાલણપુર એ રાજધાની એ સિવાય રાંધણપુર, ડીસા, વારઈ થરાદ, મોરવાડા, વાવ, સુઈગામ, દેવદર, સાંતલપુર, કાંકરેજ, સમી, મુંજપર.

બીજી જાણવા લાયક હકીકત—પાલણપુર ને કાંકરેજ એ બે સંસ્થાનના રાજા ગાયકવાડને ખંડણી આપે છે બાકી જે રહ્યા તે ખંડણી આપતા નથી.

## ૩. મહીકાંઠા એજન્સિ.

સ૦—એનું નામ મહીકાંઠા કેમ પડ્યું?

જ૦—મહી નદીને કાંઠે આવેલા મુલક તેથી. હાલમાં કોઈ પણ પ્રાંત મહીનદીને કાંઠે નથી.

સ૦—એના પ્રગણાં અને નદીઓ બોલો?

જ૦—પ્રગણા, નાની મારવાડ, રેવર, સાબરકાંઠો, વાત્રકકાંઠો, બાવીશી, કટોસણ. નદીઓ—સાબરમતી, હાથમતી, ખારી, વાત્રક, મેશ્વો, માજુમ.

સ૦—મોટાં ગામ કહો!

જ૦— સાદરા, ઇડર, મોહન, માણસા, પેથાપુર, અહમદનગર. બીજી જાણવા લાયક હકીકત—આરાસુરનો પર્વતછે તે ઉપર અંબા ભવાનીનું દેરૂંછે તથા તેમાંથી આરસપાણ નીકળેછે. બીજું શામળાજીનુ તીર્થ સ્થાનછે.

# ૪. રેવાકાંઠા એજન્સિ.

સ૦—રેવાકાંઠા શાથી નામ પડ્યું?

જ૦—રેવા (નર્મદા) નદીની આસપાસનો મુલક તેથી.

સ૦—એનાં સંસ્થાન, નદી, ને પર્વત બોલો!

જ૦—સંસ્થાન—રાજપીંપળા, બારૈઆ, લુણાવાડા, છોટા ઉદેપુર, વાડાશીનોર. સોંથ. નદીઓ—મહી, નર્મદા, ઢાઢર, વિશ્વામિત્રી તે સિવાય નાની નદીઓ ઘણીછે. પર્વત—રાજપીંપળા.

સ૦—મોટાં ગામ કહો.

જ૦—નાંદોદ, ઉદેપુર, બારૈઆ, લુણાવાડા, સુંથ, વાડાશિનોર-દેવગઢ, નારૂકોટ, ભાદરવા.

# ૫. સુરત એજન્સિ.

સ૦—એના સંસ્થાન, નદીઓ, તથા મોટાં શેહેર કહી જાઓ.

જ૦—સંસ્થાન—ધરમપુર, વાંસદા, સચીન. નદીઓ—કાવેરી, અંબીકા દમણગંગા, ઔરંગા, મોટાં શેહેર—ધરમપુર, વાંસદા, સચીન. જાણવા લાયક હકીકત—વાંસદા પ્રગણામાં દેવકી ઉનાઇનો કુંડછે.

# ૬. અમદાવાદ જીલ્લો.

સ૦—એના પ્રગણાં તથા નદીઓ બોલો!

જ૦—પ્રગણા—પ્રાંતીજ, વીરમગામ, ધોળકા, દસક્રોઈ, ધંધુકા, ઘોઘા, સાણંદ. નદીઓ—સાબરમતી, હાથમતી, વાત્રક, માજુમ, મેશ્વો, ખારી.

સ૦—એનાં તળાવ બોલો?

જ૦—મુનસર, ગંગાસર, કાંકરીઆ, મલેકશાબર ને નળ સરોવર.

સ૦—મોટાં ગામ કહી જાઓ!

જ૦—અમદાવાદ એ રાજધાની એ સિવાય પ્રાંતીજ, વીરમગામ, ધોળકા, ધંધુકા, ઘોઘા, સાણંદ, મોડાસા,

પાટડી,* માંડળ, કોઠ, ગાંગડ, વઉઠા,§ ધોલેરા, રાણપર,† બરવાળા, ગાંફ.

## ૭. ખેડા જીલ્લો.

સ૦—એનાં પ્રગણા ને નદીઓ કહો?

જ૦—પ્રગણાં—કપડવંજ, ઠાસરા, નડીઆદ, મેમદાવાદ, માતર, આણંદ, બોરસદ. નદીઓ—મહી, વાત્રક, મેશ્વો, શેઢી, મોહોર, ખારી.

સ૦—મોટાં ગામ કહો?

જ૦—ખેડા, કપડવંજ, ઠાસરા, નડીયાદ, મેમદાવાદ, માતર, આણંદ, બોરસદ, આત્રસુંબા, કઠલાલ, મહુધા, ઉત્તરસંડા, ડાકોર,§ ઉમરેઠ, લસુંદ્રા,*વડતાલ,‡ નાપાડ.

---

* એમાં વડાગરૂ મીઠું થાયછે તે આખા મુંબઈ ઈલાકામાં વખણાયછે.
§ એમાં કારતક સુદ ૧૫ મે મેળો ભરાયછે. તેમજ ધંધુકા પ્રગણામાં ભીમનાથમાં મેળો ભરાયછે.
† એમાં જુનો જીરણ થઈ ગએલો કિલ્લોછે.
§ ત્યાં રણછોડજીની મુર્તિ ને ગોમતી તળાવછે.
* એમાં ઉના પાણીના કુંડછે.
‡ વડતાળ એમાં સ્વામીનારાયણનું મુખ્ય ધામછે.

## ૮. ભરૂચ જીલ્લો.

સ૦—એનાં પ્રગણાં ને નદીઓ બોલો.

જ૦—પ્રગણાં—જંબુસર, આમોદ, વાગરા, ભરૂચ, અંકલેશ્વર. નદીઓ—નર્મદા, મહી, ઢાઢર, કીમ.

સ૦—મોટાં ગામ કહો?

જ૦—ભરૂચ, અંકલેશ્વર, વાગરા, આમોદ, જંબુસર, †શુકલતિર્થ, હાંસોટ, વિલાયત, કેરવાડા, માતર, ટંકારીઆ.

## ૯. સુરત જીલ્લો.

સ૦—એનાં પ્રગણા તથા નદીઓ બોલો?

જ૦—પ્રગણા—પારડી, વલસાડ, ચિકલી, જલાલપોર, બારડોલી, માંડવી, ચોરાશી, ઓરપાડ. નદીઓ—તાપી, કીમ, પુર્ણા, અંબીકા, દમણગંગા, મીંઢોળા.

સ૦—ડુંગર કયા કયા આવેલા છે?

જ૦—પારનેરા, અને ડુંગારની ટેકરી છે.

સ૦—મોટાં ગામ બોલો?

---

† નર્મદાને કાંઠે જાત્રાનું ઠેકાણું છે તથા એની પાસે કબીર વડ છે.

જ૦—સુરત, પારડી, વલસાડ, ચીકલી, જલાલપોર, બારડોલી, માંડવી, ઓરપાડ, બગવાડા, કુંતા‡ ઉદવાડા, બોધાન, રાંદેર.

## ૧૦. પંચમાહાલ જીલ્લો.

સ૦—પંચમાહાલ નામ કેમ પડ્યું?

જ૦—અગાઉ એમાં ગોધરા, હાલોલ, કાલોલ, ઝાલોદ, દાહોદ એ પાંચ પ્રગણા હતા તે ઉપરથી પરંતુ હાલમાં ઈંગ્રેજ સરકારે દાહોદ સાથે ઝાલોદ અને કાલોલ સાથે હાલોલ જોડી દીધાછે.

સ૦—એ અંગ્રેજ સરકારને હાથ શી રીતે આવ્યો?

જ૦—અગાઉ એ સિંધીઆ સરકારને તાબે હતો પરંતુ તેમની રાજધાની ઘણી દૂર રહેવાથી તેને બદલે બીજું પ્રગણું આપી ઈંગ્રેજ સરકારે સન ૧૮૬૬ માં લીધો.

સ૦—એની નદીઓ બોલો?

જ૦—મહીનદી એ જીલ્લાની પશ્ચિમ હદપર છે.

સ૦—એમાં પર્વત કયો છે?

---

‡ એમાં કુંતેશ્વર માહાદેવની જાત્રા ભરાયછે.

જ૦—પાવાગઢ તે પર માહાકાળીનું દેરૂં છે.

સ૦—મોટાં શેહેર કહો ?

જ૦—ગોધરા× હાલોલ, કાલોલ, દાહોદ, ઝાલોદ, ચાં-
પાનેર, વેજલપુર.

## ૧૧. ગાયકવાડ સંસ્થાન.

સ૦—એના ભાગ બોલો ?

જ૦—એ રાજ એક જથે નથી. પરંતુ ગુજરાતમાં વી-
ખરાતું છે. તેના મુખ્ય ભાગ-વડોદરા વાળો, નોસારીવાળો, કડી પ્રગણું, કાઠિઆવાડમાં અમરેલી પંચમાહાલ, ઓખામંડળ. વળી કેટલોક ભાગ સુ-
રત જીલ્લા સાથે શેળભેળ થઈ ગયેલો છે.

સ૦—એના રાજ્યમાં આવેલી નદીઓ બોલો ?

જ૦—સરસ્વતી, વિશ્વામિત્રી, તાપી.

સ૦—મોટાં ગામ કહો ?

જ૦—વડોદરા એ રાજધાની તે સિવાય ડભોઈ, સંખેડા, ધંટોલા, વસો, પેટલાદ, બળેશ્વર, નૌસારા, ગણદેવી, બળેશ્વર, કડી, પાટણ, સિદ્ધપુર, વડનગર, વિશ-
નગર, મેશાણા, અમરેલી, કોડીનાર, દ્વારકાં.

---

× એની પાસેના કાંકણપુરમાં ઉના પાણીના કુંડ છે.

# ૧૨. ખંભાતનું સંસ્થાન.

સ૦—એની નદીઓ તથા શેહેર બોલો?

જ૦—નદી-મહી. શેહેર ખંભાત એ રાજધાની એ શીવાય સોઈત્રા છે.

# ૪. માહારાષ્ટ્ર.

સ૦—એની હદ બોલો!

જ૦—ઉત્તરે સાતપુડો પર્વત પૂર્વે નિઝામનો મુલક ને મદ્રાસ ઈલાકો દક્ષિણે મહીસૂર પ્રાંત પશ્ચિમે સહ્યાદ્રી પર્વત.

સ૦—નદીઓને પર્વત બોલો?

જ૦—નદીઓ-તાપી, ગોદાવરી, ભીમા, કૃષ્ણા, પંચગંગા, સીના, નીરા, મૂળામુઠા. પર્વત—સંહ્યાદ્રી, સાતપુડો, ચાંદવાડ.

સ૦—એના રેહેવાશી તથા ભાષા કહો.

જ૦—રેહેવાશી મરેઠા કહેવાયછે અને તેથી ભાષા મરાઠી તથા કાનડીછે.

સ૦—મોટાં શેહેર બોલો?

જ૦—ધુળીઆ, નાશીક, અહમદનગર, પુના, સતારા,

સોલાપુર, કલાદગી, બેલગામ, ધારવાડ, હોનાવર, માલેગામ, નંદુરબાર, ચાળીશગામ, ત્રંબક, પંઢરપુર, વિજાપુર, જુન્નર, સિન્નર, પુરંદર, બારશી, ગોવા, હુબળી, કારવાડ, બાગલકોટ, અકોલે, બંકાપુર, સિંહગઢ, ખંડાળા, કગળાપુર. તે સિવાય દેશી રાજ્યના શેહેર નિચે મુજબછે—

મેંઢ, અકલકોટ, ભોર, નીબાલકર, મિરજ મુધલ, જત, જમખંડી વિશાળગઢ, કાગળ, ફલટન, ઔંદ, કોલાપુર.

## ૫ કોકણ.

સ૦—મોટાં શેહેર કહી જાઓ.

જ૦—મુંબઈ, કોલાબા, થાણા, રત્નાગીરી, પનવેલ, કલ્યાણ, વીજયદુર્ગ, અલીબાગ, જવાર, જઞ્જીરા, સાવંતવાડી.

સ૦—એના પર્વત, નદીઓ બોલો?

જ૦—પર્વત સહ્યાદ્રી એમાં જાણવા લાયક નદીઓ નથી.

## શેહેર વર્ણન.

હેદ્રાબાદ—(૪૧૦૦૦) એ સિંધ પ્રાંતની રાજધાની છે એમાં સોનેરી ભરતનું કામ સારૂં થાયછે અતરે

મીરલોકની કબરો જોવા જોગ છે.

ઠઠ્ઠા—(૧૦૦૦૦) એ ઘણુંજ અસલી શેહેર છે. અગાઉ તે મોટું હતું પરંતુ હાલમાં પડી ભાગ્યું છે. તેથી વેપાર બરાબર ચાલતો નથી.

ઉમરકોટ—અહીંઆ ઈ૦ સ૦ ૧૫૪૩ માં હિંદુસ્તાનનો અકબર બાદશાહ હમીદાને પેટે જન્મ્યો હતો.

કરાંચી—(૧૫૦૦૦) મુંબાઇ ઇલાકામાં એ સરસ બંદરછે તેમાં વેપાર ઘણો સારો ચાલે છે.

ભુજ—(૨૩૦૦૦) એ કચ્છની રાજધાની હાલમાં રાવશ્રી પ્રાગમલજી બહાદુરનું દુઃખદાયક મૃત્યુ થતાં તેમની ગાદીએ તેમના કુંવર શ્રી ખેંગારજી કરીને છે. એમાં ભરતનું તથા સોના રૂપાનું કામ બહુ વખાણવા લાયક થાયછે કચ્છના પોલીટીકલ એજંટ સાહેબ અહીંઆ રહે છે.

દ્વારકાં—એ ગુજરાતી અગાઉની રાજધાની શ્રીકૃષ્ણે સ્થાપી હતી હાલમાં તે જાત્રાનું ઠેકાણું છે ને તે ગાયકવાડ સરકારને તાબેછે.

રાજકોટ—એ આજી નદીપર છે. ત્યાં ઈંગ્રેજી કાંપ છે કાઠિઆવાડના પોલીટીકલ એજંટસાહેબ અહીં

રહેછે તેથી આખા કાઠિઆવાડની રાજધાની કહેવાયછે. એમાં હાઇસ્કૂલ, ટ્રેનીંગકોલેજ, હુ-નરશાળા વીગેરે છે સિવાય રાજકુમાર કોલેજછે ને તેમાં વિશેશે કરીને કાઠિઆવાડના રાજકુમારો કેળવણી લે છે.

જુનાગઢ—(વસ્તી ૪૦૦૦૦) આ શેહેર ઘણું જુનું છે ને તે કાઠિઆવાડમાં પેહેલા વર્ગનું છે. એની પાસે ગીરનારનો પ્રખ્યાત ડુંગર છે.

ભાવનગર—(૬૦૦૦૦) એ કાઠિઆવાડમાં પેહેલા વર્ગનું સંસ્થાન છે. તેમજ આખા કાઠિઆવાડમાં ઉ-પજમાં એ પેહેલે નંબરે છે, ને સારૂ બંદર છે.

અમદાવાદ—(૧૧૬૦૦૦) એ અહમદશાહે ઈ૦સ૦૧૪૧૨ માં વસાવ્યું તે ગુજરાતની રાજધાની છે.એ-માં વેપાર ઠીક ચાલેછે અહીં જુમામસીદ, શાહીબાગ, શાહઆલમનો રોજો વિગેરે ઘણાં મકાનો જોવા લાયક છે એમાં હાઇસ્કૂલ, ટ્રે-નીંગકોલેજ, વગેરે છે.

ખેડા—(૧૨૦૦૦) વાત્રક ને શેઢી નદીના સંગમ,ઉપર એજ જીલ્લાનું મુખ્ય શેહેર છે.

ખંભાત—મહી નદી ઉપર ઘણુંજ જુનું શેહેરછે.

ચાંપાનેર—એનું અસલ નામ ચંપાવતી નગરી હતું તે ઘણુંજ નામીચું શેહેર હતું ત્યાંનો કિલ્લો રળીઆમણો છે. અગાઉ તેમાં પતઇ રાવળનું રાજ હતું હાલતે તૂટી ગયુંછે. કેટલાક કહેછે કે મહાકાળીના શ્રાપથી ને કેટલાક કહેછે કે મહમદ બેગડાથી આવી સ્થિતિમાં આવી ગયું.

વડોદરૂં—(૧૩૦૦૦૦) તે ગાયકવાડ સરકારની રાજધાની વિશ્વામિત્રી નદી ઉપર છે. ત્યાંના ગાયકવાડ માહારાજા મલાવરાવને કંઇ કારણસર મદ્રાસમાં રાખેલ છે અને તેમની ગાદીએ હાલમાં શિઆજીરાવ છે.

ભરૂચ—(૩૬૦૦૦) એ નર્મદાનદીને કાંઠે એજ જીલ્લાનું મુખ્ય શેહેરછે.

સુરત—(૧૦૭૦૦૦) તાપી નદીને કાંઠે મોટું બંદર છે. અગાઉ તેમાં વેપાર પુષ્કળ ચાલતો અહીં વલંદા તથા ઈંગ્રેજો વેપારની કોઠી નાખી હતી આગ ને રેલથી હાલ ખરાબ સ્થિતિમાં આવી ગયુંછે.

મુંબઈ—(૬૪૪૦૦૦) ઈ૦સ૦ ૧૬૬૧ ફિરંગી પાસેથી ઈંગ્રેજોને કન્યાદાનમાં મળ્યું. એ મુંબઈ ઈલાકાની

રાજધાનીને સારૂં બંદર છે. ગવર્નર સાહેબ અતરે રહેછે. ઇનસાફ કરવાની સૌથી મોટી કચેરીછે એમાં વેપાર ઘણોજ સારો ચાલેછે. ઘણી જાતના લોક વસેછે.

ધુળીઆ—એ પાંજરા નદી ઉપર ખાનદેશની રાજધાનીનું મોટું શેહેર છે.

પુના—(૮૦૦૦૦) મુળામુઠા નદી ઉપરછે અગાઉ તે પેશ્વાની રાજધાની હતી હાલમાં તે ઈંગ્રેજ સરકારને તાબે છે ને મહારાષ્ટ્રની રાજધાની છે. અહીં લશ્કરી છાવણી તથા સંસ્કૃત પાઠશાળાછે.

નાશીક—(૨૬૦૦૦) ગોદાવરીના મૂળ પાસે છે તે હિંદુઓનું જાત્રાનું ઠેકાણું છે.

અહમદનગર-(સીના નદી ઉપર) એ અગાઉ મુસલમાન રાજની રાજધાની હતી. ઇતિહાસમાં પ્રખ્યાત ચાંદ બીબી અહીં થઈ ગઈ છે.

સોલાપુર-એ રેલવેનું મોટું સ્ટેશન છે, બેલગામ, ધારવાડ, બારશી વગેરેનું રૂ અહીં આવેછે તેથી રૂનું મોટું મથક થઈ પડ્યુંછે. એમાં સાડી ધોતીઆં વગેરે કાપડ સારૂં બનેછે.

કોલાપુર-એ એક મોટું દેશી રાજછે ત્યાંના મહારાજા

નાની વયના હોવાથી હાલમાં તે સ્વસ્થાન પોલિટિકલ એજંટ સાહેબની દેખરેખ નીચેછે.

## નકશાની દિશાનું* કોષ્ટક.







*આ ઉપરથી દિશાની વ્યાખ્યા સાફ સમજાશે.